# ભકત શિરોમણી કવિરાજ ધીરાના પદ.

## ૨૧૫૧ પ્રથમ ભાગ.

### પદ ૧ રાગ કાફી.

ફુલ્યો શું ફરે છે રે, ભુલ્યો ભવ કુપમાં પડ્યો
મનુષ્યા દેહ રૂપીરે, ખોયો મણિ હાથે ચડ્યો, ફુલ્યો.
ડાહ્યો થઇ દુનિઆમાં ફરે છે, તેણે શું સર્યું તારૂં કાજ
તેં ન જાણ્યું જે પલકમાં, કેમ કરી રહેશે લાજ
ડહાપણ તારૂં જાણ્યુંરે, જ્યારે જમ હાથે ચઢ્યો. ફુલ્યો.
વાંકી મુછ પર વાટજ ઉડી, નર્કની વાટે સંચર્યો,
મિથ્યા જનની ભરિ મારી ચાલ્યા, જનમ ધર્યો ન ધર્યો.
માટે જોને જાગીરે, અવસર આવી અડ્યો. ફુલ્યો.
શું થયું જો સંપત્તિ ઘણી મળી, ગજ્યા મોટા ઘર બાર.
નિશ્ચિંત થઇ હરિ ના ભજ્યા ધિક પડ્યો અવતાર.
ધિક્ક તારૂં જીવ્યુંરે, હરિએ તને શાને ઘડ્યો. ફુલ્યો.
મનમાં લે શીખામણ મારી, મમતા મુકી પડી,
કર સ્મરણ તું સરજનહારનું, જનમ સફળ લે કરી.
દાસ ધિરો કહેછેરે, સૌથી તું સરસ નીવડ્યો ફુલ્યો.

### પદ ૨.

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહિ.
અજા જુથ માંહરે, સમરથ ગાજે સહી.
સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરી મૃગ રાજન.
તલને ઓથે તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાસન.
દહીં આથે ઘ્રત જરે, વસ્તુ અમ છુપી રહી. ૧
કોને કહું અને કોણ સાભળશે, અગમ ખેલ અપાર.
આગમ કેરી ગમ નહિરે, વાણી ન પહોંચે વિસ્તાર.
એક દેશ એવોરે. બુદ્ધિ થાકી રહે નહિ તરણા. ૨

મન પવનની ગતિ ન પહોંચે, અવિનાશીરે અખંડ.
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરાણ, જેને રચ્યો બ્રહ્માંડ,
ઠામ નહિ ઠાલાંરે, એક અણુ માત્ર કહીં ૩
સદ્ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપે થયા પ્રકાસ.
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ.
દાસ ધીરો કહે છેરે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી.

## પદ ૩.

મન તુંહી તુંહી બોલેરે, સુપના જેવું તન તારૂં.
અચાનક ઉડી જાશેરે, જેમ દેવતામાં દારૂ. ટેક.
ઝાકળ જળ પળમાં વળી જાશે, જેમ કાગળ ને પાણી.
કાયા વાડી તારી કરમાશે, થઈ જાશે ધુળ ધાણી.
પાછળથી પસ્તાશોરે, મિથ્યા કરી મારૂ મારૂ મન૦ ૧
કાચનો કુંપો કાયા તમારી, વણસતાં નહિ વાર
જીવ કાયાને સગાઈ કેટલી, મૂકી ચાલે વન મોઝાર.
ફોકટ ફુલ્યા ફરવુંરે, ઓચિંતું થાશે અંધારૂં. મન૦ ૨
જોયું તેતો સર્વે જાવાનું, ઉગરવાનો ઉધારો,
દેવ ગાંધર્વ રાક્ષસને માણસ, સૌને મરણનો મારો.
આશાનો મેહેલ ઉંચોરે નિચું આ કાચું કારભારૂં મન૦ ૩
ચંચળ ચિત્તમાં ચેતીને, ચાલો ઝાલો હરિનું નામ.
પરમારથ જે હાથે તે સાથે કરો રહેવાનો વિશ્રામ.
ધીરા ધરા ધરથીરે, નથી કોઈ રહેનારૂં. મન૦ ૪

## પદ ૪.

અંતે સંત તેડાવોરે, હરિનું ભજન કરવા.
કરમાં માળા ઝાલીરે, મુરખ જ્યારે બેઠો મરવા
નાનપણે ઘર ધંધામાં ધાયો, વૃદ્ધપણે હરિ ગુણ ગાય.
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય.
જીતી બાજી હાર્યોરે, પથ્થરને નાવે બેઠો તરવા. અંતે૦ ૧
અંત સમે છાપા તિલક બનાવે, ભુલી ગયો જ્યારે ભાન

એરણની ચોરીને સોયનું દાન, એમ કેમ આવે વૈમાન;
ગુરૂ જ્ઞાન નાવ્યુંરે, બુદ્ધિ તારી ગઇ ચરવા. અંતે૦ ૨
જુવાની નારીને જેવી પુત્રની આશા, એનો એળે જનમ વહી જાય
હરિને એઠા ઠગવારે એસી વર્ગે બર વરવો. અંતે૦ ૩
વિશ્વ વર્ષે વિશ્વભર મળે, ભક્તિ કર્યે ભય જાય.
હરિશુ ધાયા તેં બહુ કમાયા તેને મળિયા નિરંજન રાય.
દાસ ખિરો કહે છે રે મટયા ચોરાશી ફરવા ફેરા. અંતે૦ ૪

પદ ૫.

ખબડદાર મન સુબાજી, ખાડાની ખાંરે ચડવું છે
હિંમત હથિઆર બાંધીરે, સત્ય લડાઇએ લડવું છે
એક ઉમરાવને બાર પટાવત, એક એક નિચે ત્રિસ ત્રિસ
એક ધણીને એક ધાણીઆણી એમ, વીગતે સાતસેં ને વીશ
સૌ સરદારે મઠ ઘેર્યોરે, તેને છતી પાર પડવું. ખબડ૦
પાંચ પ્યાદલ તારી પુંઠે ફરે છે, તે વળી કામને ક્રોધ
લોભ મોહ અને વળી માયા મમ્તા એવા જુલમી જોરાવર જોધ
અતિ બળીષ્ટ સ્વારીરે, એ સાથે અથડવું છે. ખબડ૦
પ્રેમ પલાણુ કરી જ્ઞાન ઘોડે ચઢી સદગુરૂ શબ્દ લગાર
શીલ સંતોષ ને ક્ષમા ખડગ ધરી, ભજન ભડાકે રામ
ધર્મ ઢાલ ઝાલીરે નિરભય નિશાને અડવું છે. ખબડ૦
સુરત નુરત ને ઇંગળા સુશુમણા ગંગા સ્નાન કીજે
મન પવનથી ગગન મંડળ ચઢી પીર, સુધારસ પીજે
રાજ ધણું રીઝેરે, ભજન વડે ભડવું છે. ખબડ૦

પદ ૬.

મુની મોહ્યારે, મહા મસ્તાની માયા
લોભાવીને લીધાંરે, કંઇક નર ડાહ્યા ડાહ્યા
અંતર ભેદી એવાં પંડીત પૂરાણી એમ છોલી કીધાં ચકચુર
માયાતણી મોહ જાળમાં, એમ ફરે છે ઘેલા તુર
કીના નગરને, ગયા ત્રિખિયામાં વીંટાઇરે મુની૦ ૧

પારાશર પુંડરિક એવા ટાળા, મુની નારદ વશ કીધાં
ચાંદ સુરજ લલચાઇ ગયાં, એમાં લક્ષણવંતા લુંટી લીધા
એકલ શ્રંગી સરખારે, ગયા વનમાં લલચાઇરે મુની૦ ૨
જોગી સન્યાશી સેવડા, એમ જતી ન જાણે મલેચ
એટલાં હળમાં લલચાઇ ગયાં, ભલાં ભલાં લુટી લીધા ભેખ
સરભંગીના શરખારે, ગયા મનડામા લલચાઇરે. મુની૦ ૩
સઘળાં તારા ખપરમાં, એમ જાણે સઘળાં લોક
બ્રહ્મા વિષ્ણુ નમાવીઆ, તારૂ ડહાપણ જાણે કોક
દાસ ધીરો કહેછેરે, કાયા ત્યાં સુધી માયા. મુની૦ ૪

## પદ ૭.

દુનિયાં તો દિવાનીરે, બ્રહ્માંડ પાખંડ પુંજે
કરતા વાસે પાસેરે, મુરખને નવ સુજે. ટેક.
જીવ નહિ તેને શિવ કહી માને, પુજે કાષ્ટ પાષાણ
ચૈતન્ય પુરૂષતે પુઠેરે મુકે, એવી અંધી જગ અજાણ
ચરકને અજાવાળોરે, પારસ માણ નવ સુજે દુનિયાં૦
પથરનું નાવ નીરમાં મુકો, સો વર પટકો શીશ
કોટી ઉપાયે તરે નહિ તેતો, બુડે વસા વીશ
વેળુમાં તેલ ક્યાંથીરે, ધાતુની ધેનું કેમ દુઝે દુનિયાં૦
અંતર મેલ ભર્યો અતિ પુરાણ, નિત નિમળ જળમાં ન્હાય
સાપ ડસીને દરમાં પેઠાપછે, રાફડો કાપે શું થાય
ઘાયલ ગતી ઘાયલરે જાણે કોઈ જ્ઞાની રૂદે દુનિયાં૦
દુર નથી નાથ છે નજીક, નિરંજન પ્રગટ પંડમાં તું પેખ
દિલ સુધારી દીદાર તારો, ભાળો તારા રૂદિયામાં દેખ
ધોરિધર ધાણી ધીરાનો રે, જગતમાં જાહેર ઝુઝે દુનિયાં૦

## પદ ૮.

જેને રામ રાખેરે, તેને કોણ મારી શકે
અવર નહિ જોદ્દોરે, તાવે મારા પ્રભુની પખે ટેક
મોટે સમ્મરને ભીખા મગાવે, ને રંકને કરે રાય

સ્થળને સ્થાનક જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય
તરણાનો મેરૂરે, મોહનો તરણુ થાય
નિભાડામાંથી બળતાં રાખ્યાં, મંઝાળીનાં બાળ
ટીટોડીનાં વાસે ઈંડાં ઉગાર્યાં, એવા છો રાજ રખવાળ
અંત વેળા આવોરે, પ્રભુ તમે તેની તકે જેને૦
બાણુ તાણીને ઉભો પારધી, સીચાણો કરેરે તકાવ
પારધીને તો પગે ડશિયા, સીચાણો શિર ધાય.
બાજ પડ્યો હેઠેરે, પંખી ઉડી ગયાં સુખે જેને૦
અજ કાતરણી લેઇને બેઠા, હરજી તો દીન દયાળ
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ
ધણીતાતા ધીરાનોરે, હરિતો મારો હાલે હકે જેને૦

## પદ ૯.

ભરપુર ભાસેરે, બ્રહ્માઇની કયમ ભટકે
અનુભવ અજવાળુંરે, આતમા દ્રષ્ટિ કેમ અટકે
થાવર જંગમ સચરાચર, પશુ પંખી જંતુ જીવ
પોતે કરતા પોતે હરતા સબઘટ દેખ્યા શીવ
ભ્રમણા તો ભાગીરે, અકલ લેહ લાગી લટકે ભરપુર૦
મા મેડકીએ મણિધર માર્યો, સમુદ્ર પી ગયા મીન
અજાએ આભને ઉદરમાં રાખ્યું, એમ ધણી પ્રજાને આધીન
ખગ બાજ ઝડપ્યારે, શ્વાન ભયથી સિંહ સટકે ભરપુર૦
નાવડી ઉપર નીર ચડી ચાલ્યું, જેમ ચરૂ પર ચડ્યો ચુલ
અસ્વાર ઉપર તોરંગ ચડીયો, એતો ભારે ભુલવણી ભુલ.
કામને ક્રોધ કીધોરે, જોદ્ધાતે ઝાલી પટકે ભરપુર૦
ધણી ધાર્યા વસ્તુ ઘડાણી, જોણુ કાદવે ઘડ્યો કુંભાર
કીડી કુંજર નૃત કરાવે, એમ સોનાએ ઘડ્યો સોનાર
ચીત ચોટી ધીરારે ચડ્યો તે રંગ ક્યમ ૫ટકે. ભરપુર૦

## પદ ૧૦

હીરાની પરીક્ષારે ઝવેરી હોય તે જાણે

મુરખ મનમાં મોલ્યારે અજાણે ઉતારણુ આણે ટેક
મગ મરી બરોબર મુરખ ન જાણે, એવો જગત ભક્તનો ઠાઠ
પુસ્પની વાસના પત્ર ન જાણે ગોયુ ખાંડ એક ઘાટ
સોવાર સમજાવુંરે પતીજ તોયે નવ આણે હીરાની૦
મુરખ હાથે હીરલો લાધ્યો તે છાણુ સાથે વેચાય
કોઈક જાણુ મળ્યો તેણે ઝડપી લીધો તો તેની કીંમત થાય
ગુણ ગાય જલવર વાડીરે, પુરણુ પ્રમાણે હીરાની૦
ભગત થયા પણુ ભેદ ના જાણ્યો કરે તરવાનો ઉપાય
તન ભોગી મન કંચન કામની એવે હરણે કેમ ઉતરાય
ચર ધંધાના ધાણીરે તેમાં તેલીયા તાણે હીરાની૦
જાગ જગન જપ તપને તીરથ તેમાં સૌથી મોટા સત્સંગ
સુકી ડાળ વેલ થઈ રસ પીલે તોય અધુરો રહયો બાળભોરંગ
ધીરા સોધ્ય હીરારે રાત દિવસ વહાણે હીરાની૦

## પદ ૧૧

વાડો વાળી બેઠોરે પોતાનો પંથ કરવાને
છળ કરીને છેતરીરે પરાયાં ધન હરવાને ટેક૦
રામાનંદી ને મહાનંદી સ્વામી સહેજાનંદ સમજાવે
કબિર પંથી તુંબીરે વાળા એતો ભણે ભણેને ભુલાવે
કપટ સંગ દોડેરે ઉપાય ઉદર ભરવાનો વાડો૦
અજાનો વાડો ગાય ભેંસનો વાડો કોઈ વાઘનો વાડો દેખાડે
અબંધ નાથ કેમ બાધ્યામાં આવે, તેને કયમ કરી દેખાડે
ગુરૂ થઈ ગગન ગાજેરે અચળ ઠામ ઠરવાને વાડો૦
પ્રીતે કરી પથરને પુજાવે ધાતુ પાષાણુ
વસ્તર સંગ તે કબર પુજાવે, તેમાં કોણુ કરે કલ્યાણુ
તીરથ વૃત દોડેરે, અફળ એ મરવાને વાડો૦
સિંહ રાજાથી ડરેરે દુનિયાં, સિંહ તે ડરે નહિ કોય
સોહ સોહ વીજાનંદસ્વામી, એમ અખિલ આત્મા બ્રહ્મ ચિન્ય
સુરરંગ પીરા ધીરારે, ધણીનું ધ્યાન ધરવાને વાડો૦

## પદ ૧૨

અનુભવી આવોરે જ્ઞાન ગતી ધરનારા
ભેદ બતાવોયે બ્રહ્મ માંહે ભળનારા
કહો પવનનું મુળ અમને ક્યાંથી આવ્યું મન
ઠીક ઠરી ઠેકાણું બતાવો ક્યાં રહે જીવ
જુજવા અરથ કરી બતાવો શા રૂપે છે શીવ
અખંડ જ્યોતી ઝળકેરે બ્રહ્મ ભેદ છે ન્યારા          અનુ૦
પ્રગટ પીંડ પડયો પ્રથ્વીપર જીવ શીવ જોતાં ક્યાં જાય
નાદ બુંદ મન પવન સુદ્ધાં સરવે ક્યાં સમાય
રીત બતાવોરે આગમ વાત વદનારા          અનુ૦
અનુભવી આવો ભેદ બતાવો વિશ્વંભર વિસ્તાર
લાંબો પહોળો ને પચરંગી કેવો છે કીરતાર
ધણી તો ધીરાનો સ્વામી સરજનહાર          અનુ૦

## પદ ૧૩.

કળીજુગતો આવ્યોરે દુનિઆંમાંથી ઘટી દયા
મોટા મોટા માજનરે લક્ષપતિ લોભી થયા
ધરતીમાંથી ધરમ ગયું રે, પાપનું બાંધ્યું પુર
પરજન તો પાંગળા થઇને વરશે મેડની થઇ ચકચુર
ધરતીએ રસ ચોર્યાંરે વાના કણ વણશી ગયા.   કળીજુગ૦
શુરાનું શુરાપણું ગયું, ગયું શતીનું શત
વેદી ભેદી પંડીત પુરાની સૌની મટી ગઇ મત
કળજુગનું એવું કારણુરે, લોભમાં લાગી રહ્યા   કળજુગ૦
પૃથ્વીમાં પાખંડ પુંજાશે વિપ્ર કરે વહેપાર
સન્યાસી ધન સંચન લાગ્યા પતિવ્રતા નહી નાર
સત્ય ના જડે શોધ્યુંરે અસત્યના બોધ થયા   કળીજુગ૦
છત્રપતિતો વાચાના ન ચુકે તે દુખ કોને કહેવાય
કથા તો કુપાત્રની સુણશે, પ્રસન્ન તો ગરૂડાને પુછાય
દાસ ધીરો કહે છે રે અજ્ઞાની તે તો અંધા થયા   કળીજુગ૦

### પદ ૧૪

માયાનો મર્મ મોટોરે મોહ્યા જન માયા વડે
સમર્થ સંત સુરારે પલકમાં પાર પડે માયા૦
હેત પ્રીત રીત ગતિ માયા કહીએ ચાતુરી વિવેક બીચાર
લાલણાં માંયા બોલણા માયા, માયા હરીનો દેદાર
શક્તિ માયાનીરે, માયા તો મન શખે ઘડે માયા૦
ગાન ધ્યાન હરી સ્મર્ણું શક્તિ. માયા તણું પ્રમાણુ
કુરાન પુરાણ વેદ ભેદ ભારે માયા મુળ મંડાણુ
આદ દેવી શક્તિરે ગુણવંત ઘાટ ઘડે માયા૦
બ્રહ્મા માયા શંકર માયા, માયા વિષ્નુ રૂપ
માયા કરતામાં કર હો માયા, માયાનું અકુળ સ્વરૂપ
જંતુ જીવ જાયજરે અજાણ્યા અણ્ય મધ્યમ આથડે માયા૦
મુરખ કહે મે માયા મુકી ત્યાગ કર્યો સંસાર
માયા ત્યાં સુધી કાયા રહેશે. સંગ સરજન હાર
કાયા વડે ધીરોરે, માયા વસ્તુ જડે માયા૦

### પદ ૧૫

બ્રહ્માનંદ ભાશોરે આત્મા અનુભવજ પોતે
સોહંગ સાધે સાધનરે, પ્રગટે પોતામાંથી પોતે બ્રહ્મા૦
એકવીસ હઝાર છસે અજંપાજપે, બ્રહ્મા વિષ્નુ શિવ દેવ
ચૌદ બ્રહ્માંડ જડ જય ચેતન, સીધ સાધન કરે સેવ દેવ
સુરીનર સાધેરે જે તે જ્ઞાની મુનાગોતે બ્રહ્મા૦
રવીના તેજવડે રવી રૂપ ભાસ્યું મણીને તેજ મણી જયોત
આત્માને તેજ આત્મા ઓળખાયો ઉગ્યા અંતર અર્ક ઉદ્યોગ
થયું અજવાળુંરે, વસ્તુ મળી મનમાં તે બ્રહ્મા૦
પંદરમી ભોમી રમે પુરણ બ્રહ્મ ખેલે અખંડ નીશદીન
શુન્ય શીખર ગઢ અહેનદ ગડગડે ઉનમુની મન મગન
પાળ બાંધી પોતેરે, પ્રીત બાંધી ચીત પ્રીતે બ્રહ્મા૦
આળ પંપાળ કાળજે મર્ય મટમટી ઉલટ પુલટ ચોંટયું ચીત

જે જેમ હતું તે તેમનું થયું, રહું આનંદ અદ્વૈ
ધીરમરણવારે આણુ છતાં રમે: ઓણું ઓથે        બ્રહ્મા૦

પદ ૧૬

જગત પિતા ગતિ અદ્વૈતરે અકળ કળા અવિનાશી
સભર્યા ભરભરી આંરે ચરાચર ચર વાશી        જગત૦
શીશ અસમાન રવિ શશી લોચન, શેષ પગ પાતાળ
પૃથ્વી પિંડ નવશે નવાણું નદી નાડી નિર્મળ ઉદર અર્ણવખાળ
અઢાર ભાર રૌમજરે. નવ લખ તારી બાદલ બાંશી  જગત૦
તેત્રીસ ક્રોડ સુરીનર કર કહીએ, વશે વાણી પ્રકાશ
અષ્ટકુળ પર્વત અસલ આનંદ, બન વાયુંદવ નિશ્વાસ
બ્રહ્માડ રૂપ ભાસ્યુરે પ્રસિદ્ધ જોતી પ્રકાશ        જગત૦
નાભી બ્રહ્મા પીઠમાં રૂદર એ રૂદીયા ઉમૈયા નાથ
પવન વિષ્ણુજી કંઠ કૃષ્ણજી શ્રવણ રસની શક્તિ માત
મહા મસ મોટારે આનંદ ઉલ્હાસી        જગત૦
અચાલત અકલિતગતી તમારી પરાને પામે પાર
પરમેશ્વર વિશ્વભર ઇસ્તવર વારી વાર હજાર
ધીરધણા ધારેરે કટી કાળ કટી ફાંસી        જગત૦

પદ ૧૭

આત્મ શોધ્યા વિનારે, જો જન સાધન સાધે,
સાચે પ્રભુ જુઠાનારે, યશ કેમ જાધે વીધે        આત્મ૦
રવી રવી રટ રજની મટત નહીં એમ તીમર નહીં જાય
આત્મા અર્ક ઉગ્યોરે અંતરમાં અજવાળું થાય
ભોજન ભોજન ભાખેરે ન ભુખ વિના ખાખે        આત્મ૦
મીઠા મેવા લખાણે મુખથી તેને સ્વાદના આવે લગાર
જળ જળ જંખે તૃષા નવ છીપે, પોકારે વાર હજા
અંધારે વસ્તુ શોધેરે, અજવાળા વિના ક્યાંથી લાધે આત્મ૦
પોતાના પીડની ખબર નવ જાણે વાતો શીખી વાતે બાઝે
બ્યોમ ઉમરાણી આછી બનાવે, ભીતરની નથી કેમ રાજે

હદનો ભેદ નવ જાણેરે એહદ માટે જઈ બાંધે આત્મા૦
શીળ સંતોષ ને ક્ષમા ગરીબી, ગુણ જ્ઞાન નિજ નામ
એ કામ ક્રોધ લોભ મોહ ત્યજે ત્યારે, વીસ વસા થાએ કામ
ધાર મરજીવારે તુંહી આધારે આત્મા૦

પદ ૧૮

આદી અંત મધ્યરે, અખંડાનંદ આનંદા
વીગત ગત વિગતેરે વેદા ભેદા તું જાણંદા આદી૦
કોટી બ્રહ્માડ તું મધ્યો વ્યાપી, વિશ્વંભર સર્જનહાર સંસાર
વિરંચી વિષ્ણુ શિવ સુર, શક્તિ હુવા માંહી રમણહાર
ખલક નીરંજનરે કરંદા ખેલંદા આદી૦
તું ચેતનગાગી માળા મુક્તા ફુળ તે મધ્ય પોતે સુત્રનો તાર
જેમ જળમાંતો રંગ બુદ બુદા, એમ વિશ્વા વિસ્વાધાર
અદ્વૈત અવિનાશીરે, હાલંદા બદ બોલંદા આદી૦
વાવ તળાવ કુપ સરિતા સીંધુ પ્રકટ ઉદક એક દેખ
દ્રુમમાં બીજ બીજમાં દ્રુમલતા, સુત્રતાનો વાણો એક દેખ
વિસ્વ વિશ્વંભરરે, જાણંદા મધ માણંદા આદી૦
એક હેમના ઘાટ જુજવા નામ ધરાવો ધરી નેમ
બેટા તે બાપ બાપ તે બેટો, તદવંત નામ ઘાટ નેમ
ધારા ધણીએ ખેલરે, લેવંદા બંદા દેવંદા આદી

પદ ૧૯

શરીર વિના સાધનરે પાર કોઇ પામે નહીં શરીર૦
થડ મુકીને ડાળે વળગે તે ટોચે કેમ ચડયા
અધવચથીતો પાખંડી છુટે તો પાછો આવીને પછડાય
સંગત સમ સમજોરે ચઢોને થડ મુળથી ગહી શરીર૦
શાસ્ત્ર પુરાણના મત જુજવા, ઘણો કરે સંવાદ
બત્રીશ ભોજન રૂડી રસોઈ બનાવી, ચાટવાને શાનો સ્વાદ
વારીને વલોણેરે, નહીં માખણ ને મહી શરીર૦
નથી જમ્યા ને નથી જમાડયા, દીઠા વીના ચલાવે જુઠ
પારકા મોદીકનો સ્વાદ વખાણે, એતો મીથ્યા માથાકુટ

વિવેક વિના વસ્તુરે વિચાર વિના દુર રહી શરીર૦
અંતર ઘરમાં આણી ઉછળો, નીહાળો નીરંજન નર
મરજીવાએ મરમજ જાણે, ભરપુર ભર્યો નથી દુર
ધોરીધર ખેલે ધીરોરે લવણવતે એ લહી શરીર૦

પદ ૨૦

શલેલશઠ સાકુટરે, હરી ભજનમાં ભંગ પાડે.
તેનો સંગ તજીએરે, બુદ્ધિ બીજાને બુડાડે. શલેલ૦
કુડ કપટ ઘટ ભીતર ભરીયું, દંભ પામર અપાર
સોસો વાર તેને સંત સમજાવે, પણ માને નહી લગાર
દુધે ધોયા કોયલારે ઉજળા તે કયાંથી કાડે શલેલ૦
અમૃત પાઇને સાપ ઉછેરે, તોય તજે નહીં ઝેર
પાલણ પોસણ નિશાન દીન કરતા, કોઈ સમે કરે ઝેર
જાતી સ્વભાવ ન જાય રે, પોતાનું પોતે દેખાડે શલેલ૦
હરી ભજન જેને ભાવન નહીં, મંદીર તેનું માણસ
સ્મરણ પુણ્ય સમણે નવ સમજે. તે પાપી પાખંડી પશુ પ્રાણ
ધીકાર તેની જનુંનીરે એવા સંતને જીવાડે શલેલ૦
ગુરૂ ગ્નાન હીંણા વિસ્વાસઘાતી તે કતગ્ની કહેવાય
દાસ ધીરો તેને વાસ નવ વસીએ, સંગ અનુકુળ થાય;
અદીઠ મુખ તેનુંરે, કુવે ઉતારી વૃત વાઢે શલેલ૦

પદ ૨૧

ધાહસુણી ધાજોરે. ધીંગડ મલ ધીંગા ધણી
પ્રભુનું પત પાળોરે, ભાવે ભાળો ભકતો ભણી ધાહ૦
હું ચાકર તમો ઠાકર મુરા, પ્રજા તણા પ્રતિ પાળ
સંભાળી લેજો સ્વામીરે અંતરજામી આશા ધણી ધાહ૦
ભુમી અસ્માન તણો ત્રાસ બંધાણો વાલ્યું જળ પવન અગન
દંડી વિરંચી વિષ્ણુ શંકર તમે તોડયા ત્રણ ભુવન
સ્વેદ જરા ઉદભી ઝરે, બાજી તો તારે હાથે બણી ધાહ૦
કોટી અપરાધ કોટી ગુના અમ બક્ષો ગરીબાનીવાજ

હું તારા બઈ સાસુરે, જોજે કરો કરૂણાનીધી સુખ કાજ
લજજા મારી રાખોરે, મહાન સંત ચીંતામણી ધાહ૦
મારે ભરૂસો નિરવભર વિસ્વભર, આશા પુરો અનાથના નાથ
દુખ વિલાપ સંકટ ટાળો હરિ હેત કરીને ઝાલો હાથ
ધીરાની વારે ધાજોરે તારે ને મારે પ્રીત ઘણી ધાહ૦

પદ ૨૨

ચાતુર ચીત ચેલારે અચળ વસ્તુ ખોળી કાઢી,
ખટ અટ બારી મેલીરે, પંદરમી બારી ઉઘાડી, ચાતુર૦
પંદરમી ભોમીને પંદરમી બારી, ત્યાં દોર મેલે રંગીલો,
પાંચ મેહેલને પાછળ મેલ્યા ત્યારે છઠે મેહેલે છે છબીલો,
અલબેલા એકલોરે, ખેલંદા ખેલ ખેલાડી. ચાતુર૦
ગંગા જમુના સરસ્વતી, રૂડી ત્રવેણી તીરે રંગ રેલી,
ઈંગલાપીંગળા સુખમણા રાણી ભરે પાણી, કિન મુનીએ આનંદ હેલી,
ઝરમર મોતી વરસેરે, વિનાવેલી ખીલી ફુલવાડી ચાતુર૦
સુન શીખર અમર અરજન, વિસ્વંભર રાજ બીરાજે,
સોમદળ કમળ ઉપર કરે લીલા, ત્યાં અનહદ છંદ વાજા વાજે
ગડેડે સિંધુ ગાજેરે, ફેલ્યા તે જળ પણ ફુટી ચાતુર૦
પૃથ્વીથી પોહોળું આકાશથી ઉંચુ. એવું પરવિન અધર ફરે પંખ,
ધીરા મરજીવારે, શાકર દુધ પાએ દહાડી. ચાતુર૦

પદ ૨૩

પ્રભુ તમ સાથેરે, નાથ મારે પ્રીત ઘણી,
ભાવ કરીને ભેટોરે, મુજને રાંક ગણી. પ્રભુ૦
પ્રલ્હાદની તમો પ્રતીજ્ઞા પાળવા, ધરીયું નરસિંહ રૂપ,
ફાટયો સ્થંભને પ્રગટયા મુરારી, થર થર કંપે મોટો ભુપ
હિરણ્ય કશીપ નાખ્યોરે, વહાલે મારે હાથે હણી. પ્રભુ૦
ભરી સભામાં દ્રૌપદી આવ્યાં, તાણવા માંડયાં તેનાં ચીર;
નવસેં નવાણું વાહાલે નવનવા પૂર્યાં તોય નવ દેખાય શરીર,
પ્રતિજ્ઞા રાખીરે, પાંડવોની નાર તણી પ્રભુ૦

નરસીંહ મેતાની વહાલે હુંડી સ્વીકારી, હેતે કરી ઝાલ્યો હાથ,
શામળશાહ સંતને જદપીરે વિનવ્યા, ભેટયા ત્રિસ્વાધાર,
રૂપીયા રોકડારે ગીરધર ભટને આપ્યા ગણી. પ્રભુ૦
સુદામાના વાહાલે સંકટ કાપ્યાં લઇને આપી નવ નીધ્ય,
કુંચનના વાહાલે ગોહેલજ કીધાં દુજી દ્વારાગતી દીધ,
દળીદર કાઢી નાંખ્યુંરે, દયા જાણી રાંક તણી. પ્રભુ૦
ચારે વેળાની પ્રભુ અરજ હમારી માની લઇએ મહારાજ
શરણે આવે તેને ઉગારી લેજો, બાંહે ગ્રહ્યાની પ્રભુ લાજ,
દાસ ધીરો કહે છેરે નાથ મારે તુંહી ધણી.

પદ ૨૪

પચરંગી તુંગલોરે, શોભા તેની સરસ બણી,
તેમાં તો બીરાજોરે આપે અલખ ધણી. પચ૦
એ બંગલાને દસ દરવાજા દશે દરવાજે નીશાન,
બ્રહ્મા વિષ્ણું અરજ કરે છે શેષ ન પામે કંઈ જ્ઞાન
અકળીત એવોરે શી કહુ વાતો એહ તણી. પચ૦
સાચા દેવ દેવળમાં બેઠા સદ્‌ગુરૂ શું નીશાન,
અજંપા દોરી ખેંચે, પકડ લઇ ચડયો અસમાન
દેખો તપાસોરે ઘટમાં રચના ધણી. પચ૦
માળા તીલકનો પાખંડ રચીયો આપ ચીન્યો નહીં કાંઇ
જ્યાંલગી ત્રિવિધ તાપ ટળ્યા નહીં ભુલ્યો ભમે છે સોઈ
ભુલો તારી ભાગેરે સુધ લે આપ તણી પચ૦
મનકુ મુક્યા તનકુ મુક્યા, તેને પાયા ભેદ
દાસ ધીરો દીલમાં પેખે, આપ નિરંજન વેદ
મસાણુ કોણ પુજેરે, મળ્યા તમે ધણી પચ૦

પદ ૨૫

કર્તાનો પંથ કરડોરે ઉબટી અટઘટી આંટી
શીર સાટાનો સોદોરે, ઓઘડ પાટ ઘડી ઘાટી કર્તા૦
હાંભી ખેલનાં કામ ન હોએ હિંમતવાળા શુરનો એ સંગ્રામ
સુરત નુરત સત ગતિવાળા જ્ઞાની, એમાં ન હોય કાયરનું કામ

અગમ પાખે ઉડેરે, અલક્ષમાં લક્ષ ચોટી
દેખી દેખી જોગ આરાધે, તાંન વિના મેળવે તાલ કર્તા૦

કઠણ દુધ સિંહ કેરૂં પીએ સિંહનું બાળ
બીજા પીવા ઇચ્છેરે, મીથ્યા એ વાત ખોટી

કાચના મંદીરમાં જેમ શ્વાનજ પેઠું, દીઠો પોતાનો દેદાર
પ્રતિબંધ દેખી કરી ગર્જના, ભસ્યા શ્વાન હજાર
અભ્યાસે અકળાણોરે પદમાં ફરી ફરી જાય ખોટી
મન બુદ્ધિ વાણીએ મનમાંરે નાવે ગુરૂગમને એ ધામ
અખંડ અજર અમર અવિનાસી ઠરવાનો છે ઠામ
ધીરાના સુખ સિંધુરે, રહ્યા છે ઘટ ઘટમાં ગોઠી કર્તા

પદ ૨૬

અલખ લેહ લાગીરે, જાગીને જોયું ઘટમાં
ભ્રમણાતો ભાગીરે, સોહાગી ભેટ્યા ઉલટમાં
અબાડીએ ગજરાજ ગળીયો, ઘોડાને ગળી ગયું જીણુ
વસ્ત્ર ઉપર વાડ સુકાણી સમુદ્રને ગળી ગયા ફીણુ
સસલો તો શાણો થઇનેરે, શાર્દુલને નાંખ્યો પેટમાં. અલખ
આંબે તો ફળ શ્રીફળ લાગ્યા, કદળીએ કેરીઓની લુંબ
નાગર વેલે દ્રાક્ષ બીજોરાં, એવી ખુબી બની છે ખુબ
ગગન દોહશે ઘટમાંરે દુધ પીધું છંદ છટમાં અલખ૦
પાવક વરસ્યાં પાષાણુ ખલભ્યા, ચોદશ થઈ ગયું પાણી
તે પાણીમાં દેવી દેવતા ડુબ્યા, રાજ રંકને ગયા તાણી
બ્રહ્મા વીષ્ણુ શંકરરે, ડુબ્યા ઝટપટમાં અલખ૦
વીદુર વ્યાસજીને શુકજી તેવા, આપે દાસશુ ધીર
ધણી ધીરાનો છે ધીરવંતો એવો તો સ્યામ શરીર
જીવન મુક્ત થઇએરે, મુની તો જન માને મઠમાં અલખ૦

પદ ૨૭

પ્રગટ ખેલ ખેલુંરે, દેદાર તેને દેખાડું
મત્ર સંજીવનરે, મહા મંત્ર સહેજે દેખાડું

વિના પાંખ ઉડી અસમાન પર, ચર્ણું વિના મેરૂ ચડું
નવસેં નવાણું એક ઘેર શાણું, સિંધુ કુદી પાર પડું
સાડા ત્રણ ક્રોડ રોમનેરે, રમત રૂડી રમાડું પ્રગટ૦
વાવક વરસી પાષાણ પલાળું સાત વૈકુંઠને તારૂ
જળ મધ્યે જાળીઘર ધીકાવું મારે નહિં તેને મારૂ
ચદને ચેતાવુંરે, પંદરે રહી પાર પાડું પ્રગટ૦
કહોતો વીના અર્ક કરૂ અજવાળુ, મહા નીધમાં માંણુ
શીવ વીરંચી વીષ્ણુ વીવેકે ત્રણેને તાણી અહીં આણું
એક સંગે આનંદનેરે, ભણેલા એને ભુલવાડુ
વીના બુટીએ વઇદ બનું ધનવંતરી, કાયા કરૂ નીરોગી
સતયુગ દ્વાપર ત્રેતા કળીયુગ, ચાર યુગના અમો જોગી
ધીરા ધર ધારણરે સિંધ ગઢમાં સંતાડું પ્રગટ૦

પદ ૨૮

પ્રશ્ન એક પુછુંરે જ્ઞાનિ મુનિ પંડિતા
આત્મતાની ઉત્પતિ ક્યાંથીરે કોણ એના માત પીતા
અતળ ઓછવ કીધો દાનવ હર્યા વિરંચીના વેદ
તે વેદમાંથી શું હરિ લીધું, તેનો બતલાવો મને ભેદ
નહીં બ્રહ્મા વેદ દાનવને, વિવેકે તદો આત્મા વેતા પ્રશ્ન૦
હીરણ્યકસ્યપુ હાથે હણિયો. નિર્ભય રૂપ નરસંગ
પ્રલ્હાદની પક્ષ કીધી પુરણ, ધણી તણાનો એવા ઢંગ
વાતોની ગતી ન્યારીરે, ચતુર વિચારો ચેતી પ્રશ્ન૦
લાખા ગૃહમાં પાંડવો બળતા, સેંકડો દેખાડે સહેદેવ
બાવન મણની શિલા ખશેડી પાર હુવા પાંડવ તતખેવ
નહીં લાખગઢ પાંડવ શીલારે, અધ્યાત્મજ્ઞાનજુઓ ગીતા પ્રશ્ન૦
આવે જાવે દમ એકવીસ હજારછસે તેને કોણ સ્થંભાવી રાખનાર
સિદ્ધાંતે સોધો ધીરારે, નહી રામ રાવણ સીતા પ્રશ્ન૦

પદ ૨૯

ગુરૂ વિના જ્ઞાનિરે, તે તો નર અંધ ફર્યા
દીપક છે ઘટમાંરે, જો છે પર જાયા ફર્યા ગુરૂ૦

ભેદ લીયો પણ ભેદ ના પાયો, મનમાં મેલ ભર્યો
માળા તિલકને પાખંડે રચીને, ફોગટમાં ફેરા ફર્યો
ગાયો ગળ્યો સ્વાદરે, ભોજન ભક્ત ઠર્યો ગુરૂ૦
પુજા કરે તેની પુંઠ ન મુકે અવરણમાં આવ્યો
પરનારીશું પ્રીત કરીને, આપે અધમ ઠર્યો
નિંદા કરીનેરે, ઘટ કુંભ પુરણ ભર્યો ગુરૂ૦
સતગુરૂની સેવા તજીને, દુષ્ટને સંગ કર્યો
મોક્ષ અમૃત પાન તજીને વિષય રસમાં ભર્યો
ભમે ને ભટકે રે પાષાણ રૂપ આપે ઠર્યો ગુરૂ૦
મારૂ મારૂ કરીને માયા મેલી, દામ લેખ ન કરે
અજાણ્યું અણચિંતવ્યું આવશે, તેનો ભય ન ગણે
બાલ કહે લુટાણોરે ભળાવો ખરા ચિતથી ગુરૂ૦

પદ ૨૯ રાગ સારંગ.

મન શકલગર, હરદમના હથિયારાં સરાણે ચડાવીએ
આળા ઉતારી, મશકલો મેલાવી મેલ વટાવીએ ટેક.
કાયા કટાર લાઢીલે લેવારે ઘડયો, મીનારી કામ મોતી ચુરે મડયો
તેના ઉપર અતિશે કાટ ચડયો મન શકલગર
તને ત્રાટીયા કરોને સજ, મા માટે રાખો છો અસજ
બતાવે લોઢું થાસે ધજ મન શકલગર
હો કશબી કસબ કરે સારો, ફરી ફરી નહીં આવે આવો વારો
તું [illegible]યો માનને મારો મન ચકલગર
અલ્યા અજાણ્યા ભય રાખે કોનો, તારી મેહેનત આપશે નાથ દીનો
આ કટાર તો છે ખુદાનો મન શકલગર
જળાઓળા જ્યારે થાસે ગુરૂ ગમથી જળ હળ દેખાશે
કહે ધીરો બણીને બેટ જાશે મન શકલગર

પદ ૩૦

મન મહારાજા, મનુષા પાર પામ્યા પણ માંહેપી શું મળયું
મનુષા પદ પામ્યા મોહું, નારૂ હરિ ચરણે ચિત નવ ચોટયું
તેતો ખરે ખરૂં કીધું ખોટું મન મહારાજા

તમે ચતુરાઇએ ચાલોછો, તમે મુરખ મઇને મહાલોછો
ઘેલા ઘરમાં ખોટ ઘાલો છો, મન મહારાજા.
ભાઇ રાત દિવસ મહારૂ તારૂ, કીધું સો મણ તેલે અંધારૂ
સુખ માને સો જીવ્યા સારૂં. મન મહારાજા
વટેમારગુ મારગમાં ચાલે, કોઇ ચાલ્યા પંથી પાળે;
કોઇક હળવા હળવા હાલે મન મહારાજા
નીરભે થઈ ભજ નારણુ ત્રભોવન નાથ તરણુ ભરણુ
કહે ધીર ધરો ધણીની ધારણુ મન મહારાજા

પદ ૩૧

ચંચલ મન ચોર, ચાર ઘડીના ચાંદરણામાં ચેતો
ક્ષણ ભંગ શરીર, ઝાકળ ઉદક ઉડી જાશે એતો.
તુંજ બુધિને કેમ ભરમાવે, હેતે હરિ સમરણ કરીએ હાવે.
ફરી ફરી આ અવસર નહિ આવે. ચંચલ મન૦
જળ બુદ બુદ લેજો જાણી, પલળે જેમ કાગળ ને પાણી,
તન આકે તેરની એંધાણી ચંચળ મન૦
જુઓ રાવણ જરાસંધ જેવા કંઇક ઉઠી ગયા એવા એવા
દાસ ધોરા હરિ ભજ હુંકો, તમે ચતુર થઇ કેમ ચુકો
બળતામાંથી કાંઇ બુકો ચંચળ મન૦

પદ ૩૨

મન મુઢ ગમાર, મારો મરણનો તારે માથે મોટો છે,
કરો અંતર વિચાર, હરિના નામ વિના ખેલ સઘળો ખોટો છે
દ્રવ્ય દારા દિકરા પીતા માતા કુટુંબ સહોદર ભગની ભ્રાતા
અંતકાળે કરે કોણ તારી સ્હાતા મન મુઢ૦
સાચી વસ્તુને જુડ કરી જાણો છો તમે મિથ્યા સુખને માણોછો
મારૂં મારૂં કરી લરીલાં તાણો મન મુઢ૦
અરધી ઉમરતો નિદ્રામાં ગઇ, અરધી ઉમર મારૂમારૂ કરતાંવહી
એક ઘડી પ્રભુની વેઠ ન થઇ મન મુઢ૦
ઉટ મર્કટ ગંધર્વ હતો જ્યારે મહા દુખ કષ્ટ વેઠતો હતો ત્યારે

મનુષ્ય દેહ ફીરી તને કીરતારે મન મુઢ૦
પ્રેમ પીને હરિગુણ ગાજો, તમે સદગુરૂની સંગત સાહાજો.
દાસ ધીરા ધણીને મારગ ધાજો મન મુઢ૦

પદ ૩૩

ગરડ ગપ ગયા પોતાના પરમાણુ કોઈએ મોકલ્યા નહિ.
કોને ખબર નથી ક્યાંથી આવ્યા, હવડાં ક્યાં રહેશો જાઇ ટેક૦
કાળ કે ચરી મહિપતિ મહા મતિ પુરા શુરા કંઇ સાધ્ય સતી.
કોટી ઉપાયે રહેવાય નહિ કોની વતી, ગરડ૦
માથે મરણનો માર મોટો છે, જોરાવર જમની ચોટો છે.
ખરૂ જાણો છો પણ ખેલ ખોટો છે ગરડ૦
કંઇ ત્યાગી ને વૈરાગી છે, સન્યાસી સ્વામી મુઆ ભીખ માગી
ત્રીલોકમાં ત્રષ્ણા કોઇની નવ ભાગી. ગરડ૦
કંઇક ગયા ને કંઇક વહી જાશે કંઇક ગુણવંતા ગોથાં ખાશે
હવે શું થયું ને શું થાશે ગરડ૦
એકલાખએંશી હજાર પીરમળ્યા, નવલાખ ચોરાશીસિદ્ધવળ્યા
અઠયાશી સહસ્ર રૂશી ધરણી ધર્યા. ગરડ૦
જીવની જાત કોઈ નવ જાણે, આપ આપણે અનુમાન માણે
મરતાં સુધી તરીલાં તાણે ગરડ૦
આદિ અંતકાળ મુળ કોઇવહતું નથી, જેનેછાયાધરી તેરહેતું નથી.
કહે ધીરો સાચુ કોઈ કહેતુ નથી ગરડ૦

પદ ૩૪

જ્ઞાનીધ્યાની ગયા તેના જુગમાં જશ જરા પણ શોધ્યા નથી જડતા
ડાહ્યા ચતુર સુજાન દેવ દાનવ માનવ મારૂ મારૂ કરી ગયા રડતા
તમો ડાહ્યા છો મુને દેખાડો, તમે શ્રોતા જન શોધી કહાડો
પડ્યા પત્રને પાછા ડાળે ચોટાડો.
એક લુણની પુતળી જળમાં ધરાવ, બ્રહ્માદિક તેને બોલાવે
કહો ભાઇઓ તે પછી ક્યાંથી આવે જ્ઞાની૦
એક સરીતા સિંધુમાં જાશે તેની જુજવા ઉદક કેમ થાસે
આત્મા અનુભવ વડે ઓળખાશે જ્ઞાની૦

પોતે પુન્ય કરે તે તો પોતે પામે પોતે ભક્તિ કરે પોતાનો જશ જામે
નીર જઈ ડરે નીશ્ચે ખામે    જ્ઞાની૦
જેવા બીબા તેવા બીબા બધાએ, વડનો આંબાનો આંબો થાએ
ધીરો કહે બીજે બીજ ચાલ્યું જાએ    જ્ઞાની૦

પદ ૩૫

ભાગી ગઈ ભવ બેડીઓ; ઉઘડ્યા ભવ ભોવનનાં તાળારે
તીમર ટળ્યાં ગુરૂ અંજન જળહળ, બળ્યા ભડ અજવાળારે
ચાંદા સુરજના ઘર પાછળ, જળહળજ્યોતે ઝળકેરે
ત્રીહુતી આસનપર બેઠા તેડી, છે ઉંવટાં દાન ચળકેરે
ઝણુ પડે વાજે ઝલ્લરીશું ઘરી નાદમાં ધમકેરે
વીના અર્ક અજવાળા ગગન વિના વિદ્યોત ચળકેરે
વસુધા વિના સરિતા વહે, સિંધુ વિનાં જળ જોયાંરે
વાજીંત્ર થાયે નાદને, મહાજન જાણે છે કોયરે
હરી વિના હામ હાલો નહીંને, જપે અજંપા જાપરે
બાર ભીતર રમી રહ્યા, અમર અખંડ અપારરે
મુંગો તે ગળા ઘાલી ગાયે, કેને એ સંવાદ કહેવાયરે
દાસનો દાસ ધારો, સદગુણુથી એ ગુણુ ગરવા ગાયરે

પદ ૩૬

આત્મ તત્વ શોધોરે, જ્ઞાની જન ગોતો ઘરમાં
પોતો તે જન નહીં બીજોરે, ઓળખી લે અંતરમાં    ટેક૦
વિશ્વંભર દરિઓ સભરભરીયો માંહી રવી શશી તેની જ્યોતી
શુરા પુરા તારાએ જળમાં ઝંપલાવે કોઈ મરજીવાલા ને મોતી
કોઇ પહેરે પનોતીરે, અખંડ ચુડીલો કરમાં    આત્મા૦
કાગડા બગલા હોઘા કાંઠે હરિયો તો જડે નહિ આર
માન સરોવર માંહે મુક્તાફળ કોઇ હંશ ચરે તેને ચારે
ખીરને નીર ભેળયારે જુજવા કરી પીએ પળમાં    આત્મા૦
સદગુરૂ સંગતમાં જે જન સમજે તેનુ નિશ્ચે થાશે કાજ
દરપણુમાં તન દરશે પોતાને એમ મળે માંહેથી મહારાજ

પોતાને પોતે પરખોરે બરો સંભારા ભરમાં આત્મા૦
હું હો હાર ગુરૂ સસોથીર રૂપને જંત્ર વાજીંત્ર બજાવ
શબ્દ ઘટાવ લક્ષિણી મધ્ય ડોલે હરિ નહિ નામ તે ઘર આવે
ધીર સુખ સાગરરે નીરખો નીજ અંતરમાં આત્મા૦

પદ ૩૭

સંત મળે સાગારે અગમની તે ખબર કરે,
ભાવે ભેદું તેનેરે સરવે મારૂ કારજ સરે
ઉલટી સરિતા ચડે ગગન પર વિના વાદળી વરસાય.
વીના આભ વીજળી ચમકે ગેબી ગરજના થાય
ધીરે ધીરે વરસેરે વરસીને અમર ભરે સંત૦
તેતરડે સિંચાણો પકડ્યો સસે સપડાવ્યો સિંહ
કાયર ખડગ કાઢીને દોડ્યો ત્યારે શુરે પાડી ચીસ
મંઝારી ચુવે મારીરે, રૈયતથું રાજા ડરે સંત૦
વિના વાજીંત્રી વાજાં વાગે વિના કંઠ હોય ગાન
હો કર વિના તાળી વાજે છે તોલા વિના જડે માન
વિના વાડી પુષ્પજરે પદમ વિના ભ્રમર ફરે સંત૦
વિદેહની વારતા મરજીવા માની માની હરખાય
ગુરૂ ગમવાળા સંત મળેતો તેને લળી લળી લાગુ પાય
દાસ ધીરો કહે છે રે ત્યારે તો મારૂ મનડું ઠરે સંત૦

પદ ૩૮

મુનીજન મોટા મોટારે મહા મસ્તાની માયા
બંધને બંધાયારે રંકને રાણી જાયા ટેક૦
મોટા મોટા નર વિધાણા ધીરવીર સમર્થ શુર
જોગી જંગમ જતી સેવડા ચોળી કર્યા ચકચુર
સંન્યાશીને સ્વામીરે લાલચમાં લપટાય મુની૦
ખેપ કરીને ક્ષત્રીરે ખાધા બ્રાહ્મણ શુદ્ર ને વૈસ્ય
નાદિ ભેદિ પંડીત પુરાંણી પછાડ્યા પરમહંસ
વિવેકના સાગરરે વિષયમાં બહુ વિંટાયા મુની૦

પારાસર સૌપુંડરીક પુરંદર નારદને વશ કીધું
ચક્ષુમાં ચિત્તમાં લલચાયા લક્ષવંતા લુંટી લીધું
એકલશ્રૃગી રૂષીરે ઓળમાં ચાટવાયા મુની૦
વિશ્વ બધું છે એના વશમાં મોહ્યા ચૌદે લોક
બ્રહ્મા શિવ સનકાદિક મોહ્યા એની આગળ ડહાપણ ફોક
દાસ ધીરો કહે છે રે કોણ માનવ કાયા મુની૦

પદ ૩૯

થાણુદાર થયારે થાણાને રાખે ઠેકાણે
મોજ દુર્લભ દેહ નગરીરે માંહી બેઠો માણે ટેક૦
કુંડ પાંચ પચીસ ઠગારા રૈયતને રંજાડે
ચંચળ ચોર કરે માંહી ચોરી બાવન બહુ ભંજાડે
ઘરપત ના ધારેરે ઘરાયો નહીં ભર્મ ભાણે થાણુ૦
સત્ય ધરમ રૂપી પટાવાળા હુકમ કરોતો બાંધી આણે
તસ્કર સઘળાને વશ કરીને નાંખોને બંધીખાણે
દંડ દઈ તેનેરે ઘાલો અવળે ઘાણે થાણુ૦
છુપી રહ્યા છે દોનીયા બે રૂડાં તું નવ જાણે
જે જે કર્મ કરો છો પ્રતિદિન તે લખી લેશે તે ટાણે
દફતર દેશે ધણીનેરે હીશાબ લેશે દાણે દાણે થાણુ૦
પાંચ પ્રકૃતિની કર સુખ બાંધી વૃત્તિ રાખો થિર થાણે
ધીંગો ધણી છે દાસ ધીરાનો એને ઓળખી લેજો એંધાણે
અવીચળ ગાદી આપીરે આપ રૂપ પરમાણે થાણુ૦

પદ ૪૦

જગજીવન મોહન મળીયારે જન્મ મરણના ફેરા ટળીયારે
આપે ગુરૂને આપે શિષ્ય જોયા મેતો જગદીશ
અંતર જામી ઈશના ઈશ બ્રહ્મ બ્રહ્મમાં ભળીયારે જગ૦
મળ મકથી આઘે ચઢીયા ગતિ ચક્રે આવી અડીયા
વૈકુંઠની પારે પડીઆ વિણું વેણે પળીયાને
કૈલાશ માટે કલ્લોલ અત્મારામ ઝાગકોળા

ત્રિવેણી માટે જો કોલ કેસ મારા ધણીયારે જગ૦
ખટશે એકવીશ હજાર ઉર્ધ મુખે મંઝાર
અખંડ ઇંટની પાળ બળવંતા બાળીઆરે જગ૦
જ્ઞાન શીખર પર અમર અરજ નર પરમ પ્રભુ વિશ્વંભર
ધીર ધણી ધરણીધર અકળ કળીઆરે જગ૦

પદ ૪૧

## અથ શ્રી પરચુરણ "કવિસ્વરોનાં ઉપદેશી પદો—દયારામ કૃત.

ગર્ભવાસ રાખ્યોરે કૃપા તને બહુ કરી
સદા સુખ આપ્યુંરે તેને કેમ ગયો વિસરી
દસ પંદર સુધી પુરણ પાળ્યોને પરણાવ્યો બહુ પેર
તોયે એક ઘડી ઇશ્વર નવ ગાયા મનમાં ન આણી કાંઇ મેર
વીસે વહયો પૂરોરે હૈયામાં ન લાગ્યો દયા ગર્ભવાસ૦
વરણાગીમાં વાંકો હીંડે છે પચીસ થયાં પરમાણ
છેલાઇમાં તું છાકી ફરે છે અહંકાર ને અભીમાન
ત્રીસ મોહયો સ્ત્રીનેરે ઘણા ઘણા સ્નેહ ભરી ગર્ભવાસ૦
નાત જાતમાં નામજ કાઢયું કુબુદ્ધિ જાત કઠોર
ધનને કાજે ધુજંતો ફરે છે જેમ હરાયું ઢોર
ચાળીશે તું ચાલીરે છતમાં રહયો છકી
ઘરધંધામાં ઘેલો ફરે છે ગાયા નહીંજ ગોપાળ
પરાક્રમ તારાનો પાર ન આવે પુંઠે થઇ બહુ જંજાળ
પચાસે જઇ પહોંચ્યારે ઠેકાણે ન બેઠો ઠરી ગર્ભવાસ૦
દયા દાનને પુણ્ય ન લાગ્યો જ્ઞાનને ગરીબાઇ
અહંકારમાં તુ ગયો અફળાતો લોભ લાલચમાં લેવાઈ
સાઠે બુદ્ધિ નાઠીરે તારણ કાંઇ ન આવ્યું તરી ગર્ભવાસ૦
સીતેર થયાં ત્યારે શુદ્ધ રહી નહીં ભાગ્યે પોતાનો ભાર
કુટુંબ કબીલો કાંઇ નવ માને તોય મેલે અહંકાર
સુમારગ નવ ચાલ્યોરે ડગલુ નવ મેલ્યુ ટરી ગર્ભવાસ૦

એંશી થયા ત્યારે આંખે ન સુજે થરથર ધ્રુજે નારીઃ કાય
કાયામાં કંપ વાયું પ્રગટયો તોય ભજન નહીં થાય
મુરખ નવ ચેત્યોરે માયાએ તન લીધો ઘેરો ગર્ભવાસ૦
ઘરડો થયો ત્યારે ગતજ ભાંગી ગાયા નહી પરિબ્રહ્મ
ધ્યાન પુન્યનું નામ ન જાણ્યું સમજ્યો નહી કંઈ મર્મ
મારૂ મારૂ કરતા ને વર્સ નેવુ ગયા વરી ગર્ભવાસ૦
કુકર્મના બહુ બંધન છુટવા આપ્યો મનુષ્ય અવતાર
સોએ વરસે તારી અવધજ આવી ભર્યો ભુંડાઇનો ભાર
ભુલ્યો બધા ભવમાંરે ફોગટનો ફેરો ફરી ગર્ભવાસ૦
ઇશ્વરને અંતર નવ ધાર્યા જાણ્યા ન જગદાધાર
અંતસમે જ્યારે બાંધીને આણ્યો પડયો કરસે પોકાર
દારૂણ દુખ દેખીરે રોશે બહુ નયણાં ભરી ગર્ભવાસ૦
સત્ય પુરૂષે સિદ્ધિમાં જોયું તારૂં પાનું પુસ્તક નીરધાર
ખાતામાં ઘણી ખોટજ દીઠી નાંખ્યો નર્ક મોઝાર
પાપી એછી પુરોરે પુછો એને ખોટી ખરી ગર્ભવાસ૦
કાયર થયા ત્યારે કાલાવાલા કરવા માંડયા અપાર
હરિ હાવે ભજન ન ચુકી તારૂં એકવાર કાઢોને બહાર
દાસ દયારામનેરે હરિ હાથે ઝાલો ધરી ગર્ભવાસ૦

પદ ૪૨

કાયા નગરમાંરે રચનાતો અતિ ઘણી
ગુરૂ ગમથી જાણેરે વસે તેમાં નીરંજન ધણી ટેક૦
અદભુત ખેલનો બંગલો રચ્યો છે પાંચ તત્વનો પ્રકાસ
આ ઘટનો કોઇ પાર ન પામે છે છઠો વસે છે અવીનાસ
પાત્ર નંદા તારે જુદો રહેઃ અલખ ધણી કાયા૦
ચંચળ ચપળ મન વસ્યુ છે સરવ તણો સરદાર
ધણી પોતે કાયા નગરનો બીજો તેનો ચોપદાર
તેને જીતવાનુંરે સહુને કો આશા ઘણી કાયા૦
મન અજીતને મોટા જન જીતે બુદ્ધિ નિર્મળ હોય

સતચીત આનંદમાં લીન થયો છે ગુરૂ તણી ગમ હોય
અહરનીસ સમરરે સુરતી નિજ નામ ભણી કાયા૦
નીજ નામ જેને નીરખ્યે થયું છે સંસયની વૃતિ થાય
અરક બ્રહ્મ ઊગ્યો છે તેને તેથી અંધારૂ જાય
દાસ પ્રભો કહેછેરે પ્રેમતણી પ્રીત ઘણી. કાયા૦

## પદ ૪૩

પૃથ્વી પાતળારે નામ વિના કંઈ નહીં
આકાશી બ્રહ્માંડેરે છતાં વસ્તુ છેરે સહી ટેક,
પશ્ચિમમાં જેમ અગ્નિ રહે છે એમ દેહમાં રહેછે અવિનાશ
બીજમાં વૃક્ષ રહે છે એમ પોતે પોતાની પાસ
અજ્ઞાને અંજાએરે વસ્તુછો એમ છુપી રહે પૃથ્વી ૧
પંચ તત્વનું પુતળુ બાંધીને માંહી છઠું મુકયું છે શેષ
બ્રહ્મા વિષ્ણુ પાર ન પામે નવ જાણે રૂપી રેખ
અકળીત એવું રે પારતો કોઈ પામે નહીં પૃથ્વી ૨
ફુલમાં જેમ બાંસ રહે છે ધ્રાતમાં રહેછે સ્વાદ
નેત્રમાં જયમ તેજ રહે છે એમ મુખમાં રહે છે નાદ
તરણા ઓથે મેરૂરે મેરૂ કોઇ દેખે નહીં પૃથ્વી ૩
શુરા થઇને સત આદરો પ્રેમ તણી કરો પ્રીત
નીરગુણ નામનો રાખો આશરો દરશ કરો તેનું નીત
દાસ પ્રભો કહેછેરે અવીનાશી રહ્યા અહીં પૃથ્વી ૩



નાં

.ન ત્રણુ વિ

.હર ભાવભેદ રસ અલં

ગુર્જર કવિઓએ ગુર્જરી ગીર

.નીય પદ્યબંધથી રચના કરેલી છે

.માન રાજાઓનાં આખ્યાનો પણ વિચાર

મત. ૧—૦—૦.

**અખાની વાણી** જેમાં અખાના બનાવેલા આઠ ગ્ર જેવા કે ૧ અખે ગીતા, ૨ પંચીક-રણ, ૩ બ્રહ્મ વિલાસ, ૪ અનુભવ બિંદુ, ૫ ચિત્ત વિચાર સંવાદ, ૬ ગુરૂ શિષ્ય સંવાદ, ૭ કૈવલ્ય ગીતા, ૮ સંતપ્રિયા ઉપરાંત ૭૪૬ છપ્પા તથા ૪૬ પદો ભક્ત શ્રી અખાનું જીવન ચરિત્ર ઉપરાંત પ્રખ્યાત કવિ ગંગ બારોટની કવિતાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. મુલ્ય. ૦—૧૨—૦.

**શ્રી શક્તિ કાવ્ય** તથા અંબીકા કાવ્ય આ પુસ્તક દેવી ભક્ત માટે અત્યંત ઉપયોગી છે જેમાં શ્રી દેવી જગદંબાના તથા અન્ય દેવિઓનાં પદ ગરબીઓ પ્રભાતિઆ આરતીઓ, સ્તુતી, ખ્યાલ, ગજલ, હોરી, બારમાસી, તિથિઓ અને ગરબી વગેરે દેશી નાટકની રાગ રાગણીઓથી ભરપુર. મુલ્ય. ૦—૮—૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર**

ત્રણ ૬૨